બુક નં. ૧૧ મો. તા. ૧૫-૧૦-૧૯.

# પુનાના વારસ અને વજીર ડાહ્યાભાઈ વેલજીએ રહેમતુલા ઇસ્માલ ત્રીજોરીવાળા માથે અહમદનગરમાં માંડેલો બદનક્ષીનો કેસ તેનો હેવાલ.



## ભાગ ૨ જો.



કિંમત એક આનો.



ત્રીજો ભાગ છપાય છે.



ટેર—રૂ૯ ેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા, [૨૦૮૪૪૭૫.]
સ્ત્રાંબાકાં૯ ેગ, પાયધોની, મુંબઈ.
શા. મગ ' ચાવ જગજીવનદા૯

૩૨૮

# ફરીઆદીની ઉલટ પાલટ તપાસ.

## વકીલ રામચંદ્ર ગંગારામ ધનેશ્વરના સવાલ.

હું અહમદનગરમાં સાત, આઠ, વર્ષથી રહું છું. મારી પોતાની દુકાન છે. ફરીઆદી મારો સગો થાય છે. અમે નામદાર હીઝહાઇનેસ આગાખાનને ખુદા પ્રમાણે માનીયે છીએ. તેનો હુકમ ખુદાના હુકમ પ્રમાણે માનીએ છીએ. મારફતી મોટા કામની મીજલસ શું છે, તેની મને ખબર નથી. મેં કોઈ પણ મીજલસમાં રૂ. ૨૫।) સવા પચીસ રૂપીઆ આપ્યા નથી. પુનાની મીજલસ કહયે શરૂ થઈ તેની મને ખબર નથી. જમાલ મેઘજીની મને ખબર નથી. તે શું કામ કરતો, તેની મને ખબર નથી. અમારી કોમમાં મૈયત થાય તેને દફનાવવાની રજા લેવી પડે છે કે નહી, તેની મને ખબર નથી. અમારી નાતમાં આઠ દસ વર્ષમાં મૈયત થયાં છે. એકાદ મયતને વખતે હું બહાર ગામ ગયો હતો. ગામમાં હાજર નહોતો. નામદાર આગાખાનની કોઇ બે ફરમાની કરે તેને શું કહેવાય તે હું કહી શકતો નથી. આરોપીને ન્યાતબહાર કીધે ૭-૮ સાત આઠ, વર્ષ થયાં હશે. શું કામ ન્યાતબહાર કીધો તેની મને ખબર નથી. આરોપીએ ન્યાતના આગેવાનોને ખરાબ લખેલ હશે, તેથી તેને ન્યાતબહાર કીધો હશે. તા૦ ૪-૭-૧૯૧૯.

સ્પેસ્યલ માજીસ્ટ્રેટ નં૦ ૧

મેરીકર. વાય. આય. અહમદનગર.

## આરોપીની જુબાની.

હું માજીસ્ત્રેટની સામે લખી આપું છું કે મારૂં નામ રહેમતુલા છે, મારા બાપનું નામ ઈસમાઈલ ધંધો ત્રીજોરી ઉમર વરસ (૫૦) મારી જાત ખોજા ઇસમાઇલી. ત્રીજોરીનો ધંધો કરૂં છું. હું મુંબઈનો રહેવાશી છું.

સવાલ—કોર્ટમાં બતાવેલો કાગળ તમે ફરીઆદીને મોકલ્યો છે ?

જવાબ—મેં આ કાગળ મુંબઈની કૌન્સીલને મોકલ્યો હતો, તેની નકલ ફરીઆદીને મોકલી હતી.

સવાલ—કોર્ટમાં બતાવેલી બુક તમે છપાવી છે ?

જવાબ—હા.

સવાલ—કોર્ટમાં બતાવેલી બુકમાં મજકુર વીગત છપાવી છે ?

જવાબ—તે આખો કાગળ મેં બુકમાં છાપ્યો છે.

સવાલ—કાગળમાં ફરીઆદીની બેઈજત થાય, એવી મતલબ છપાવી છે ?

જવાબ—નહીં.

(સહી) રહેમતુલા ઈસમાઇલ.

તા૦ ૧૬-૭-૧૯૧૯.

(સહી) ફરસ્ટ કલાસ માજીસ્ત્રેટ.

અહમદનગર.

## ચાર્જ.

(ક્રી. પ્રો. કોડ-કલમ ૨૨૧-૨૨૨-૨૨૩)

માજીસ્ટ્રેટ યશવંતરાવ ત્રંબકરાવ મેરીકર સ્પેશ્યલ માજીસ્ટ્રેટ વર્ગ ૧. રહેમતુલા ઇસમાલ ઉપર નીચે લખ્યા પ્રમાણે ચાર્જ રાખું છું.

૧૯૧૯ માર્ચ તા. ૪ ના આસરે નગરમાં અને બીજે ઠેકાણે નીસાની ૧/ એ-બી-ટેમ પ્લેટમાં કલમ ૫) માં ફરી-આદીને લખ્યું છે, તેથી ફરીઆદીને ધક્કો લાગશે તેથી તેની આબરૂ ખરાબ થશે. એવી રીતે જાહેરમાં પ્રસિદ્ધ કીધું છે.

અને તે પ્રમાણે તે અપરાધ હિંદુસ્થાન પીનલ કોડ કલમ ૫૦૦) માં જે શીક્ષા લખેલી છે તેનો ઈન્સાફ કરવા આ કોર્ટને અધિકાર છે. એવો અપરાધ તમે કીધો છે અને આ ઉપરથી હું ફરમાઉં છઉં કે સદરહુ ચાર્જ પ્રમાણે આ કોર્ટે ઇન્સાફ કરવો.

તા. ૩૦-૭-૧૯૧૯.

અંગ્રેજીમાં વાય-ટી-મેરીકર

માજીસ્ટ્રેટ વર્ગ ૧.

## કોર્ટમાં રજુ કીધેલું લેખીત બચાવનામું.

(૧) મેં ગુન્હો કર્યો નથી. ફરીઆદીને લખેલો કાગળ મેં કૌન્સીલને મોકલ્યો છે. ફરીઆદીને મેં અહમદનગરમાં

મોકલ્યો નથી. જે કાગળ લખ્યો છે, તેમાં પાંચમી કલમમાં આબરૂને નુકસાન પહોંચે એવું કાંઈ લખ્યું નથી. મે જાણી બુજીને તેની આબરૂને નુકસાન કરવા મેં મુદલ લખ્યું નથી. આ મતલબ લખેલી છે, તે ઈ-પી-કોડ કલમ (૪૯૯) અપવાદ ૧-૨-૩-૮-૯-૧૦ એની નીચે આવે છે.

(૨) ખોજા જમાતનો મુખ્ય ધર્મ ગુરૂ હીઝ હાઇનેસ નામદાર આગાખાન છે. મોટો ભાગ નામદાર આગાખાન યુરોપમાં વસે છે. તે નામદાર આગાખાન અહીં હાજર નહીં હોવાને લીધે અમલદાર ઉપર કોઈ દેખરેખ રાખનાર નથી. તેમ તેના કામની કોઇ તપાસ કરનાર નથી, એટલે અમલદારો પોતાને ગમે તેમ દોરવે છે, તેને લીધે અમલદારો આપખુદી કારભાર ચલાવે છે.

(૩) અગાઉના વારસ, મુખી, કામડીયા તથા વીગેરે જે અમલદાર અધીકારીઓ નીર પક્ષપાત ઇન્સાફ કરતા હતા, મનની શક્તિ પ્રમાણે અને જમાતની અને ધર્મની ઉન્નતી ઘણી મહેનત લઇને કામ કરતા હતા. હાલમાં એવી સ્થીતિ થઇ છે, કે અમલદારનો હુદો ભોગવવા અને કંઈક પૈસાની લાલચ અને કંઈક મોટાઇ મેળવવા માટે કામ કરે છે. આપણું શું કામ છે? યાને શું હુદો છે? તેના ઉપર બીલકુલ ધ્યાન આપતા નથી! અમલદારોએ એવા

જુલ્મી કાયદા ઘડયા છે કે તે કાયદાની રૂએ ગરીબોને હેરાન અને પાયમાલ કરે છે. તે કાયદામાં ગરીબો પાસેથી પણ કમતીમાં કમતી દર માસે રૂ. ૦।। આઠ આના લીયે છે. તે દેવા વગર તેનો છુટકો થતો નથી. ગમે તેમ કરી આપવાજ જોઈએ, અને વિધવા બાઇએ પણ કમતીમાં કમતી દર માસે રૂ. ૦। ચાર આના આપવાજ જોઇએ. બીજું જમાતખાના સીવાય ખુદાની બંદગી ઈબાદત કરી શકે નહીં. અને જો કોઈ જમાતખાના સીવાય ખુદાની ઇબાદત કરે તો તેને ન્યાતબહાર કરે છે, કોઇપણ ખોજો ઇસમાઈલી જમાતમાંથી નીકળીને બીજાની જમાતમાં જાય તો તેની સ્ત્રી તેને તલાક આપ્યા વગર તેની સ્ત્રીને બીજા સાથે લગન કરવાને અમલદાર રજા આપી દીયે.

(૪) ઉપર લખ્યા પ્રમાણે અમલદારો જુલ્મી કાયદા પ્રમાણે અને અમલદારના અહંકારમાં ગરીબોને હેરાન કરે છે, તેનું મને લાગી આવવાથી આવી રીતે અમલદારોએ બીજા ઉપર જુલમ કરે છે તેનું જાહેરીમાં લાવવાનું જેથી ગરીબો માથે દુઃખ ઓછું થાય, તે કામ કરવાનું મારા જન્મ સુધી માથે લીધું છે, એવું મેં નક્કી કીધું છે. તે કામમાં તન, મન, ધન, અરપણ કરવાનું મેં નીશ્ચય કીધું છે, એજ મતલબથી મુંબઈ પુના અને બીજા

ગામમાં અરજીઓ કીધી છે. તે અરજીઓનો અમલદારો કાંઇ દરકાર કરતા નથી. આવું જોવાથી મેં "રહેમતઅલા" પેપર બહાર પાડ્યું, તે પેપર ચાર વરસ સુધી ચાલુ રહ્યું. તેમાં ઇસમાઈલી અમલદારો જે કામ કરે છે, તેનાં ઉપર મેં સખતમાં સખત લખાણુ કીધાં છે. તે લખાણુ અમલદારોને પસંદ નહીં પડવાથી અમલદારોએ આરોપીને ધમકી આપી કે તારૂં પેપર બંધ કર નહીંતો તને ન્યાંત બહાર કરશું. પણ તેની આરોપીએ કાંઇ દરકાર કરી નહીં. તેથી આરોપીને ન્યાતબહાર કીધો, તો પણ આરોપીએ પોતાનું કામ ચાલુ રાખ્યું પણ મોટા કારણસર પેપર બંધ કરવાની ફરજ પડી. સદર "રહેમતઅલા" અંક તા. ૧૬-૪-૧૯૧૪ પાને ૨૬ છવીસ, "પુનાની મીજલસમાં ધર્મને નામે ધાડ" એ લેખ છાપેલો છે, તેનો ઉતારો.

## મીજલસમાં ધર્મને બહાને ધાડ.

ઈસમાઈલી ભાઇઓ! જયારે આપણા હાજર ઈમામ મુંબઇમાં હતા, ત્યારે પુનામાં મીજલસ થઈ હતી; તે વખતે કાઠીઆવાડથી એક ડોસી અને તેના બે દીકરા મુંબઇમાં આવ્યાં હતા તે વખતે પુનામાં મીજલસ હતી તેથી તે ડોસી અને તેના દીકરાઓ પુને ગયા અને ખાના પાસે ઉતર્યા ત્યારે મીજલસના મેનેજરોએ તેમને કહ્યું કે જણ

દીઠ પચીસ પચીસ રૂપીઆ આપો તોજ તમને અહીં ઉતરવા દઈશું. જો ત્રણ જણના પોણોસો રૂપીઆ નહી આપો તો અહીંથી ચાલ્યાં જાઓ તેના જવાબમાં તે ડોસીના દીકરાઓએ કહ્યું કે અમને તો આપણા હાજર ઇમામ પાસે કામ છે. તેથી અમને બીજે ઠેકાણે ઉતારો આપો. તો અમો ત્યાં જઇએ. તેનાં જવાબમાં મીજલસના મેનેજરે કહ્યું કે અમારી પાસે બીજી જગા નથી. તમો ચુનામાં ગમે ત્યાં ઉતરો અહી તો જણ દીઠ પચીસ રૂપીઆ મીજલસનાં ફંડમાં ભરે તેનેજ અમો ઉતરવા દઈશું. તેનાં જવાબમાં તે ડોસીના દીકરાઓએ કહ્યું કે ત્યારે અમો જમાતખાનામાં ઉતરીએ? તેના જવાબમાં મીજલસના મેનેજરે કહ્યુ કે જમાતખાનામાં અમો ઉતરવા દઇસુ નહિ જો તમારે અહી ઉતરવું હોય તો જણ દીઠ પચીસ પચીસ રૂપીઆ આપો તોજ તમને ઉતરવા મળસે. તે વખતે તે ડોસીના દીકરાઓએ કહયું કે અમો આ ગામના અજાણ્યા છીએ. તો પછી અમો કયાં જઈએ? આ તે તમો ધર્મનો બોધ દેવા મીજલસ કરો છો કે જબરજસ્તીથી પઈસા કઢાવવા માટે મીજલસ કરો છો? તેનાં જવાબમાં મીજલસના મેનેજરે કહ્યુ. કે જો તમારે પઈસા નહિ આપવા હોય તો ચાલ્યા જાઓ, તેનાં જવાબમાં તે ડોશીના દીકરાઓએ કહ્યું કે અમો તો આપણા હાજર ઇમામ પાસે કામસર આવ્યા

છીએ. કાંઇ અમો હરહમેશ મીજલસમાં આવતા નથી. કે અમો જણુ દીઠ પચીસ રૂપીઆ ભરીએ જો તમારે પઇસાજ લેવા હોય તો અમો ત્રણુ જણુ જેટલા દિવસ રહીએ તેટલા દીવસના ખાધાખોરાકીના પઇસા તમો કહો તે આપીએ તેના જવાબમા મીજલસના મેનેજરે કહ્યું કે અમારી રીત છે કે જે માણુસ જણુ દીઠ પચીસ રૂપીઆ મીજલસના ફંડમાં ભરે તેજ માણુસ અહી ઉતરે. તેના જવાબમાં તે ડોસીના દીકરાઓએ કહ્યું કે બહાર ગામનો માણુસ ધર્મની ક્રીરીયા કુરવા માટે આપણા હાજર ઈમામ પાસે આવે તેના માથે આવી રીતે ફરજ પાડીને પઇસા કઢાવો છો. તે ધરમની રીત કહેવાય નહિ. તેના જવાબમાં મીજલસના મેનેજરે કહ્યું કે તમારો પઇશો ધરમમાંજ જાય છે ને? તેના જવાબમાં તે ડોસીના દીકરાઓએ કહ્યુ. કે આવી રીતે પઈશા કઢાવો છો તે તો ધર્મને બહાને ધાડ કહેવાય! તેનાં જવાબમાં મીજલસના મેનેજરે કહ્યું કે તમારે વધારે બોલવાની જરૂર નથી. જો તમારે અહી રહેવું હોય તો પઇસા આપો. તે પછી ડોસીએ પોતાના દીકરાને કહ્યુ કે "પોણોસો રૂપીઆ દઈ દીયો ઇન્જો મુંકારો કરો," તે પછી તે ડોસીના દીકરાએ પોતાના દુઃખતા દીલથી તે મીજલસના મેનેજરને પોણોશો રૂપીઆ કાઢી આપ્યા.અને તેને બદલે પાણીમાં બાફેલા ચોખા .અને પાણીમાં બાફેલું

ચાક ખાધું જમવા બેઠા તે વખતે મીજલસના મેનેજરે કહ્યું કે મીજલસમાં આવનાર ભાઇઓ અને બાઇઓ! ખુબ પેટ ભરીને ખાજો કોઈ ભુખ્યા રહેશો નહિ.

ઈસમાઇલી ભાઇઓ! મીજલસના કારભારીઓ અને મીસનરી સાહેબો ધર્મનો બોધ દેવાની મીજલસ કરે છે. કે આપણાં ભોળા ઇસમાઇલી ભાઈઓ પાસેથી પઇસા કઢાવવાની મીજલસ કરે છે? જો ધર્મનો બોધ દેવાને માટેજ મીજલસ કરતા હોય તો આપણાં હાજર ઇમામનું ફરમાન માનીને આ મીજલસ મુંબઇમાંજ લાવતે પરંતુ તેમ છેજ નહિ. કારણ કે મીજલસના કારભારીઓ અને મીસનરીઓ આપણા ભોળા ઇસમાઇલી ભાઇઓને ઉંધે રસ્તે દોરવીને પઈસા કઢાવવા વાસતેજ મીજલસ કરે છે પરંતુ ધર્મનો બોધ વાસ્તે મીજલસ કરતા હોય એમ લાગતું નથી. તેનો મુરશીદના જ્ઞાનનો દાખલો હું નિચે આપુ છું. મુરશીદે જ્ઞાનમાં ફરમાવ્યું છે કે:—

પાક પાણી ફરમાને હુવા,
સરોવર નદીયાં જાણી,
બે ફરમાની પાક ન હોવે,
જો ધોવે સો પાણી.

તેજ પ્રમાણે મીજલસના મેનેજરો અને મીસનરીઓ આપણાં હાજરઈમામનું ફરમાન માનતા નથી અને ભોળા ઈસમાઈલીઓને આપણા હાજરઈમામની એ ફરમાની કરીને હેરાન અને પાયમાલ કરતાજ જાય છે. અને ભોળા ઈસ-માઈલી બાઈઓ અને ભાઈઓને ખોટે રસ્તે દોરવીને ધર્મને નામે પઈસા કઢાવતા જાય છે, અને જો આપણા ઈસમા-ઈલી બાઈઓ અને ભાઈઓ ખુશીથી ન આપે તો પણ ઉપર પ્રમાણે હેરાન કરીને પઈસા કઢાવે છે, આવો હુકમ આપણા હાજરઈમામના હોયજ નહિ. પરંતુ આવા હુકમ તો આપણી મીજલસના કારભારીઓ અને મીસનરીઓ આપસ આપસમાં મસલત કરીને આપખુદીથીજ કાઢે છે અને આપણા ગરીબ ઈસમાઈલી ભાઈઓ પાસેથી પઈસા કઢાવે છે. પરંતુ જો આવી રીતનો પઈસા કઢાવવાનો આપણાં હાજર ઈમામનો હુકમ હોય તો મને લખી જણાવવા મહેરબાની કરસો જેથી મારે બીજી બાબત આ વિષેની ચર્ચામાં વધુ ઉતરવું પડે નહિ, પરંતુ મારી ખાતરી છે કે ઉપરનો હુકમ તો આપખુદીનો છે.

ઈસમાઈલી ભાઈઓ! આવા આપખુદીના હુકમ કાઢ-નારની આપણી કોમમાં ફરીયાદી સાંભળનાર કોઈ છેજ નહિ. તેથી મીજલસના કારભારીઓ અને મીસનરીઓના

આપખુદીના હુકમ આગળ ચાલતાજ જાય છે, જો આપણી કોમમાં ઉપરના આપખુદીના હુકમોની ફરીયાદી સાંભળનાર કોઈ હતે, તો આવા આપખુદીના હુકમ આગળ ચાલતેજ નહિ, પણ અફસોસ !! હજાર અફસોસ !!! કે આપણી કોમમાં આવા જુલમગારોની ફરીયાદી કોઈ સાંભળતુજ નથી. આનો ઇલાજ શું લેવો ? તેનો કોઈ રસ્તો બતાવસે તો હું તેનો મોટો ઉપકાર માનીસ.

"રહેમતઅલા" પેપર તા૦ ૧-૫-૧૯૧૪ પાને (૩૮) આડતરીસ. "પુનાની ઈસમાઇલી કૌન્સીલે ઇસમાઈલી મૈયતને દફનાવવા નહીં આપવાથી બહારની કોમે દફનાવ્યું." તેનો ઉતારો.

## ચર્ચાપત્ર.

નેક નામ. મહેરબાન. પરોપકારી શેઠ રહેમતુલા ઈસમાઇલને ખુદાવંદ હમેશાં સુખીને શુવાગી રાખે આમીન-જોગ શ્રી મુંબઇ.

જત આ નીચે લખેલી ચર્ચા આપના પેપરમાં છાપવાની મહેરબાની કરશો.

## પુનાની ઈસમાઈલી કાઉનસીલે હેરાન કરેલા ઈસ્માઈલીના મૈયતની હેરાનગતીનો કીસ્સો.

તા૦ ૫ મી એપ્રીલ સને ૧૯૧૪ ને રવીવારના રોજ પુના ખાતે ઇસમાઇલી ખોજા રજબઅલી ફાજલ મામદ રાયશીને એકાએક ઈલાહી અમર આવવાથી તે ખુદાની રહેમતે પહોંચ્યો, તેથી તે બાબતની ખબર પુનાની ઈસમાઈલી કાઉનસીલને કરવામાં આવી તે વખતે કાઉનસીલનાં મેમબરો આવ્યા ત્યારે મરનારના સગાઓએ કાઉનસીલના મેમબરોને કહ્યું કે આ મઈયતને સણગારવાની ક્રિયા કરો. ત્યારે તે કાઉનસીલના મેમબરોએ તે મઈયતના સગાંવહાલાઓને કહ્યું કે મરનારનાં સગાં જે નાની જમાતમાં હશે તેને અમો સાદરીમાં બેસવા દઈશું નહીં, અને મઇયતનું મોઢું પણ જોવા દઇશું નહીં. તે વખતે મરનારના દોસતદાર મેમણ શેઠ હાસમ હારૂન જાફર ત્યાં હાજર હતા. તેમણે કાઉનસીલના મેમબરોને સવાલ કીધો કે ત્યારે તો અમનેબી ખાંધો આપવા દેશો કે નહી. તેના જવાબમાં કાઉનસીલના મેમબરોએ કહ્યું કે તમને ખાંધો આપવા દેવાની મના નથી. પરંતુ નાની જમાતવાળાનેજ મોઢું જોવા દેવા તથા જનાજાને ખાંધો આપવા દેવાનો હુકમ આપવામાં આવસે નહી, તેથી મરનારના સગાંઓએ સવાલ

કીધો કે જ્યારે મેમણુ જમાતના માણુસને ખાંધો આપવા દેવા અને મોઢું જોવા દેવાનો હુકમ આપો છો તો પછી મરનારના મા અને ભાઇને મોઢું જોવાનો અને ખાંધો આપવાનો હુકમ આપવામાં શું હરકત છે, તેના જવાબમાં કાઉનસીલના મેમબરોએ કહ્યું કે અમે કાઉનસીલ બોલાવીને વીચાર કરીએ છીએ, તે પછી થોડીવાર રહીને કાઉનસીલના બે મેમબરો આવ્યા અને કહ્યું કે ઉપર પ્રમાણે અમો મરનારની મા અને ભાઇને મોઢું જોવા દેવા અને ખાંધો આપવા દઈશું નહી, તેના જવાબમાં મરનારની વીધવાએ કહ્યું કે સગાંઓને મોઢું જોવા નહી આપો એ તો તમારો જુલમ છે, એમ કહીને તેણે કાઉનસીલના મેમબરોને કહ્યું કે અમો અમારો બંદોબસ્ત કરી લઇશું. તે પછી કાઉનસીલના મેમબરો ત્યાંથી ચાલ્યા ગયા અને ન્યાતમાં સાદ ફેરવ્યો કે મરનાર ઇસમાઇલીના મઇયતમાં કોઈ ઇસમાઇલી ભાઇ જાય નહી. તે પછી મરનારની વીધવા અને સગાંઓએ તપાસ કીધી તો ત્યાં ખોજાનું બીજુ કબરસ્તાન હતુંજ નહી. તેથી આખરે તેમણે મોગલની જમાતને ખબર આપી કે પુનાની ઈસમાઇલી ખોજા કાઉનસીલ ઈસમાઇલીના મઈયતને ઉપાડતી નથી અને ખોટી રીતે વાંધા કર્યા કરે છે. તેથી મહેરબાની કરીને આપના

કબરસ્તાનમાં જગા આપશો ત્યારે. મોગલ લોકોએ ઘણીજ ખુશીની સાથે પોતે ભેળા થઈ મહેનત કરી મઈયતને શણગારીને પોતાના કબરસ્તાનમાં લઈ ગયા અને તે મઈયતને ત્યાંજ દફ્નાવ્યું.

લી૦ કોમી બંધુ.

## "રહેમતઅલા" પેપર તા૦ ૧૬-૨-૧૬ પાને (૧૭૧) એકસો એકોતેર "અમલદારોને હુદ્દામાં લાભ" તેનો ઉતારો.

ઇસ્માયલી ભાઇઓ! આપણી કોમમાં જ્યારે કોઇ પણ ઇસ્માયલી ભાઇને હુદ્દાપર આપણા હાજર ઇમામ નીમે છે. ત્યારે, તેને સારો લાભ થતો હોય એમ દેખાય છે તેનો દાખલો:--

મુંબઈમાં મોટા કામડીઆ તરીકે આપણા હાજર ઇમામે શેઠ જાફરભાઇ પ્રધાનને નીમ્યા તે પછી તરતજ તેને ઘરે ઘોડા ગાડીઓ થઈ.

આનુ મુળ કારણ તપાસસો તો આપણી કોમના અમલદાર પાસે આવક જાવકનો હિસાબ કોઈ પુછનાર છેજ નહીં. તેથી પોતાને ધ્યાનમાં આવે તેવી રીતે અમલદારો પૈસાનો ઉપ્યોગ કરે છે. જયારે અમલદારને પૈસાનો હિસાબ

પુછવામાં આવે છે ત્યારે અમલદારના ગોટાળા જાહેર થાય છે તેના દાખલા:—

દા. ૧—આપણા હાજરઈમામની એ ફરમાની કરનાર મીસનરી જમાલ મેઘજીએ મીજલસને નામે અને ધર્મને બહાને આપણા ઇસ્માયલી ભાઈઓ પાસેથી લાખો રૂપીઆ પોતાના કબજામાં ભેળા કીધા હતા. અને તેનો વહિવટ પોતાના ધ્યાનમાં આવે તેવી રીતે કરતો હતો. તેનો હીસાબ જ્યારે આપણા હાજર ઈમામે પુછયો ત્યારે તેમાંથી કેટલાક રૂપીઆ સુકાઇ ગયા હતા યાને પુરે પુરો હિસાબ મલ્યો નહીં

દા. ૨—કાંડી મહોલાના એક અમલદાર પાસે પંજેભાઇઓના રૂપીઆ રહેતા હતા. તેનો હિસાબ પંજેભાઇઓએ માગ્યો પરંતુ પંજેભાઈઓને હિસાબ આપ્યો નહીં અને હિસાબ ત્યાંજ સુકાઈ ગયો છે.

દા. ૩—મોટા કામડીઆ જાફરભાઇ પ્રધાને એક જુનાગઢવાળાની વિધવાબાઇના ટ્રસ્ટી થઇને તેના રૂપીઆ પોતાના કબજામાં લીધા. તેનો વિધવા બાઇએ વાંધો લીધો અને તેણીએ કૌન્સીલમાં કેશ નોંધાવ્યો. પરંતુ કૌન્સીલના મેમ્બરોએ વિધવા બાઈને ઈન્સાફ આપ્યો નહીં અને કેશ લંબાવ્યા કીધો તેનું મુળ કારણ એ હતું કે, અમલદારો એક બીજાની પક્ષા પક્ષી કરીને ગરીબ ઈસ્માયલી ભાઈઓને ઈન્સાફ

આપતા નથી અને હેરાન કરે છે. તેથી જાફરભાઈ પ્રધાનને કાંઇ કહ્યું નહીં ત્યારે તે વિધવાબાઇએ આપણા હાજર ઈમામને અરજી કીધી. અને અરજી સાંભળીને આપણા હાજર ઇમામે કૌંન્સીલને હુકમ કીધો કે વિધવા બાઇના પૈસા કામડીયા જાફરભાઈ પ્રધાન પાસેથી તમારા કબજામાં લેઈ લીઓ.

દા. ૪—પુનાના વારસ અને કૌંન્સીલે ઇસ્માયલી ભાઈઓને ધર્મને નામે ખાસ લુંટવાને વાસ્તે પુનામાં મીજલસો ઉભી કીધી તે મીજલસમાં જે પચીશ રૂપીઆ આપે તેનેજ મીજલસમાં વાયેજ સાંભળવા આવવા દીએ એવી રીતે સોળસો જણાએ પચીશ પચીશ રૂપીઆ ઉપરની મીજલસ ઉભી કરનારને આપ્યા તેમાં કંઈકના રૂપીઆ જમે પણ કીધા નથી તેનો દાખલો હું અગાઉ આપી ગયો છું તેની આપણા હાજર ઇમામને ખબર પડી તેથી પુનાના વારસ પાસે આ રૂપીઆનો હિસાબ માંગ્યો. તેના જવાબમાં પુનાના વારસ સાહેબે કહ્યું કે આટલા રૂપીઆ આને ધીર્યા અને આટલા રૂપીઆ આને ધીર્યાં.

આવું સાંભળીને આપણા હાજરઇમામે ગરીબ ઇસ્માયલી ભાઇઓ માથે દયા કરીને મીજલસમાં લુંટાતા ઈસ્માઇલી ભાઈઓને બચાવીને પુનાની મીજલસ ખાસ બંધ કરાવી છે.

ઈસ્માયલી ભાઇઓ! આ જગાએ હું આપ ભાઇઓનું ધ્યાન ખેંચું છું કે આપણા અમલદારો ગરીબ ઈસ્માયલી ભાઈઓને હેરાન અને પાયમાલ કરીને રૂપીઆ કઢાવે છે તેની પહોંચ તો આપણને આપતાજ નથી અને તે રૂપીઆ ચોપડામાં જમે કરે છે કે કેમ? તેને માટે કોઈ તેમને પુછનાર નથી તે ઉપરાંત આવક જાવકનો હિસાબ બહાર પાડતા નથી.

જો અમલદારોને માથે કોઈ પુછનાર હોય અથવા તો આવક જાવકનો હિસાબ કોઈ માંગનાર હોય તો તેના દિલમાં ધાસ્તી રહે. પરંતુ આપણી કોમમાં હીસાબ તપાસનાર કોઈ છેજ નહીં. તેથી અમલદારોના દિલમાં ધાસ્તી રહેતી નથી. તે કારણથી ગરીબ ઇસ્માયલી ભાઈઓમાં અમલદારો ત્રાસ વરતાવીને જુલમથી પૈસા કઢાવે છે અને તે પૈસાનો તેઓ પોતાના [illegible]ાનમાં આવે તેવો ઉપ્યોગ કરેછે, કારણ કે આપણા દુઃખની ફીરેઆદી આપણી કોમમાં કોઈ સાંભળનાર છેજ નહીં.

## "રહેમતઅલા" પેપર તા૦ ૧-૭-૧૫ પાને (૫૩) તરેપન "કાયદાની બુકમાં અમલદારનું ખોટાળું તેના વિશે લખેલા કાગળો" તેનો ઉતારો.

વારસ હબીબભાઈ વારસ કાશમભાઈને સાદી શુચના કરનાર રહેમતુલા ઈશમાલ તીજોરીવાળાના યા અલી મદદ

વાંચશો મારી સુચના એ છે જે ચાલુ માસની ગઈ તા૦ ૫ મીએ આપ સાહેબને રજીસ્ટર કાગળ લખીયો હતો પરંતુ આપ સાહેબે મારો રજીસ્ટર કાગળ લીધો નહીં અને મને પાછો મલ્યો તે કાગળની નકલ આ સાથે છે તે કાગળની નકલો કાઠીઆવાડની દરેક કૌન્સીલને મોકલી છે-તે ઉપરાંત વારસ રહેમતુલાને રજીસ્ટર કીધો હતો તે સાહેબે મારો કાગળ લીધો તે ઉપરાંત જામનગર અને કુલ કામડીઆ ગુલામ હુસેનભાઈને અને મુંબઈની કૌનસીલને પણ ઉપરના કાગળની નકલ મોકલી હતી.

બધા અમલદારોએ મારા કાગળ રાખ્યા પરંતુ તમો સાહેબોએ મારો રજીસ્ટર કાગળ લીધો નહીં તેથી તમો પોતાને નુકશાન કીધું છે આપ સાહેબ જોઈ શકો છો કે તમોએ મારા માથે આપખુદીનો હુકમ કાઢયો હતો કે ઈસ-માયલીનો પાસ લઇને આવશો તો કાઠીઆવાડમાં ફરવાનો હુકમ મલશે પરંતુ ઈશનાસરી સાથે વાતચીત કરવાનો હુકમ મલશે નહી ઉપરનો તમારો આપખુદીનો હુકમ તો ઉડી ગયો એટલું નહી પણ હાલમાં કાઠીઆવાડમાં ઇશનાસરી સાથે ખાવા પીવામાં પણ કોઈ અમલદાર વાંધો લઈ શકતું નથી તેના દાખલા હું મારા રહેમત અલા પેપરમાં આપી ગયો છું તમે જે હાલમાં કાઠીયાવાડની કાયદાની બુકો કાઢી છે તેમાં ૧૯૧૩ ની કાયદાની બુકમાં આપણા હાજર ઈમામે

મંજુર કીધેલાં કાયદા તે બોલ છે પણ ૧૯૧૪ માં બીજી તમે કાયદાની બુક બહાર પાડી છે તેમાં આપણા હાજર ઈમામે મંજુર કીધેલા કાયદા એ બોલ નથી તે બોલ નહી નાંખવાનું કારણ બતાવવા મહેરબાની કરશો અગર કાયદામાં ફેરફાર કરવાનું કારણ નહી બતાવશો તો હું એમ માનીશ કે તમો અમલદારોએ આપસમાં મસલત કરીને ઈશમાયલી ભાઇઓને લુટવા સારૂ આપખુદીના કાયદા ઘડેલા છે એમ હું માનીને કાયદા ઉપર જે ટીકા કરીશ તેના જોખમદાર તમો અમલદારોજ છો.

ઇશમાયલી અમલદારોએ ઈશમાયલી ભાઈઓ માથે આપખુદીના હુકમ કાઢીને લુટતા હતા અને હેરાન કરતા હતા તેને આપણા હાજર ઇમામે કેવા બદલા આપ્યા છે તેના દાખલા નીચે આપું છું.

દા. ૧ આપણા હાજર ઇમામની બે ફરમાની કરનાર જમાલ મેઘજીને પોતાની આપખુદીથી ઇશમાયલી ભાઇઓને અનીતીનું વાથેજ સંભળાવતો હતો તેના શું હાલ થયા.

દા. ૨ પુનાનો વારસ અને પુનાની કૌનસીલે ઇશમાયલી બાઇઓ અને બાઇઓને ખાસ લુંટવા વાસ્તે આપખુદીના હુકમથી બાર માસમાં બે મીજલસો ઉભી કરી હતી તેની

આપણા હાજર ઈમામને ખબર પડી તેથી પુનાની મીજ-લશોને આપણા હાજર ઈમામે બંધ કરાવી અને આપણા ઇશમાયલી બાઇઓ અને ભાઈઓને લુંટાતા બચાવ્યા.

દા. ૩ મુંબઇના મોટા કામડીઆ જાફરભાઈ પ્રધાને પોતાની આપખુદીથી ઇશ્નમાયલી ભાઈઓને હેરાન અને પાયમાલ કરતો હતો તેની ખબર આપણા હાજર ઇમામને પડવાથી કામડીઆ સાહેબને પોતાના હુદાના રાજીનામા દેવાની ફરજ પાડી.

દા. ૪ તમો પોતે ઇશનાસરીને બોલાવવાનો આરોપ મુકીને ઈસમાયલી ભાઇઓને હેરાન અને પાયમાલ કરવા ઉપરાંત નાતબહારની સજા કરતા હતા તેની આપણા હાજર ઇમામને ખબર પડવાથી તમારી નાત બહાર કરવાની સતા પણ આપણા હાજર ઇમામે ખેંચી લેવડાવી.

તેથી વારસ હબીબભાઇ હું આપને સુચના કરૂં છું કે આપખુદીના કાયદા ઘડીને ઇસમાઇલી ભાઇઓને લુટવાનું માંડીવાળી ખુદાનો અને આપણા હાજર ઇમામનો ડર દીલમાં રાખીને કામ કરશો જેથી તમારી દુનીઆમાં વાહવાહ બોલાય પછી તમારી ખુશી. મારી ઇનસાંન તરીકે તમો અમલદારોને ચેતાવાની ફરજ હતી તે ફરજ બજાવી છે.

ઉપરની યાદી આપતાં નહીં ચેતશો તો પાછળથી પસ્તાવું પડશે હાલ તો એજ.

તમોએ મારો રજીસ્ટર કાગળ લીધો નહીં તેથી આ એ દોહોઢી આના કવરમાં યાદી આપું છું.

આ કાગળની નકલ મુંબઈની ઈમામી ઇસમાયલી કૌન્સીલને પણ મોકલી છે.

લી૦ **રહેમતુલા ઈસમાલ તીજોરીવાળાના**
યાઅલી મદદ વાંચશો.
ઠે૦ તાંબાકાંટા પાયધોની.

## "રહેમતઅલા" પેપર તા. ૧-૩-૧૯૨૬ પાને (૨)જુ "પુનાની ઇસમાઇલી કૌન્સીલ લુટારાની હારમાળા" તેનો ઉતારો.

ઈસમાઈલી ભાઇઓ! આપણી કોમને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ લુંટી રહ્યા છે તેવા લુંટારાના કામને "રહેમતઅલા" પેપર જાહેરીમાં લાવતું રહ્યું છે તેને ત્રીજું વરસ પુરૂં થઇને આપણા હાજર ઈમામની દુવાથી અને ખુદા પાક પરવર દેગારની રહેમથી આજે ચોથું વરસ શરૂ થયું છે તે દરમ્યાન જે જે ઇસ્માઇલી અમલદારોએ અને મીસનરીઓએ પોતાની આપખુદી ચલાવીને ગરીબ ઇસ્માયલી ભાઇઓને લુંટયા છે અને હેરાન અને નાત બહાર કીધા છે તેવા અમલદારોના કામની હારમાળા નીચે આપું છું:-

આપણી દરખાનાની હુશીયાર અને બાહોશ કૌન્સીલના આપખુદીના કામની હારમાળાઃ—

૧

કૌન્સીલમાં કેશ સાંભળવાનો ઈસ્માઇલી ભાઇઓનો હક લુંટીને પ્રાઈવેટજ કેશ ચલાવે છે.

૨

પોતાની આપખુદી ચલાવીને ડોસા રાજનના છોકરાને નાતબહાર કીધો હતો.

૩

ઇસમાયલીના પાસ વાસ્તે ખમીસાભાઇ માહમદને અઢીસો રૂપીઆ લુંટયા તે ઉપરાંત ગુલામગીરીના લખત ઉપર સહી કરાવી.

૪

એક વિધવા બાઈને કહ્યું કે બસો રૂપીઆ કાનસલમાં ભરી જા તેણી ગરીબ હોવાથી રૂપીઆ નહીં ભરી શકી તેથી તેણીને નાતબહાર કીધા.

૫

જાદવજી થાવરને મુંબઈની કૌન્સીલની હદ નહીં હોવા છતાં આપણા હાજર ઇમામના કાયદાની કલમનો ભંગ કરીને આપખુદીથી નાતબહાર કીધો તે ભીખ માંગતો માંગતો

મુંબઇ આવીને એક પછી એક એમ પાંચ અરજીઓ કીધી. પરંતુ તેની અરજીને ધ્યાન આપ્યું નહીં.

૬

કૌન્સીલનાં મેમ્બર શેઠ કાસમભાઈ વિસરામે એક ગરીબ ઇસ્માયલી બાઇનું મય્યત અટકાવી ભીખ મંગાવી દસ રૂપીઆ દંડના લીધા ત્યારેં બીજે દિવસે મય્યતને દફ્નાવવાનો હુકમ કીધો.

૭

મોટા કામડીયા જાફરભાઈ પ્રધાને પોતાની આપખુદીથી અંવર કોમની બાઇના મય્યતને દરગાહમાં દફ્નાવવાનો હુકમ આપ્યો.

૮

કૌન્સીલના કાંડી મહોલાના મુખી પુંજાભાઇ જસરાજે એક ગરીબ ઇસ્માયલી ભાઇને દુઃખતા ઉપર ડામ દીધો અને આફતમાં ઉમેરો કીધો.

૯

કામડીઆ સાહેબે ગરીબ ઈસ્માયલી બાઈને ભીખ મંગાવીને સવા પાંચ રૂપીઆ દંડના લીધા ત્યારેજ તેના દિકરાને છાંટો નાખ્યો.

૧૦

પ્રેસીડેન્ટ હાજી આહમદભાઇ દેવજી, આલી જહા જુમાભાઈ સરીફ અને ઇસ્માલ ઇબરામ ઉકાએ ખોટા

વારસ ઉભા કરીને વ્હાલામાં વેર નંખાવીને મૈયતને કાબુમાં લીધું.

૧૧

મુંબઇના જમાતખાનામાં મીસનરી જમાલભાઇ મેઘજીએ બાઈઓ અને ભાઇઓની વચમાં અનીતીનું વાયેજ કીધું તેની ફરિયાદી નહીં સાંભળતાં અનીતીના વાયેજ કરનારને ઉત્તેજન આપ્યું.

૧૨

ઇસ્માયલી ભાઈઓએ આપસમાં ફાળો કરીને હજરત ઇમામે હુસેન અલે સલામના નામનું સરબત બનાવીને ધર્મના માર્ગા સામે જમાતખાના પાસે બાઇઓ ભાઈઓને પીવરાવતા હતા તેને જમાતખાનામાં બોલાવીને સરબતને ગટરમાં કૌન્સીલે ઢોળી નંખાવ્યું તેની ફરિયાદીનો પણ ઇન્સાફ આપ્યો નહીં.

૧૩

ફાળાની રશીદ છપાવી તેમાં ઇમામી ઇસ્માયલીને બદલે ઈમામી ઈસ્લામી જમાત છપાવ્યું તેનો ખુલાસો માંગ્યો પણ ખુલાસો બહાર પાડ્યો નહીં.

૧૪

અપંગ ઇસ્માયલી ભાઇઓનો હક લુંટીને ઈસ્માયલી ભાઇઓને ત્યાંથી ખોરાક લાવવાનું બંધ કીધું તેથી અપંગ ઇસ્માયલીઓ પરકોમમાં ભીખ માંગતા થયા.

૧૫

સૈયદ મુસ્તાક હુસેન દીદાર અલીને જમાતના ઇમામ તરીકે પેપરોમાં જાહેર કીધો તેનો ખુલાસો માંગ્યો પણ ખુલાસો બહાર પાડયો નહીં.

## કરાંચીની કોન્સલના આપખુદીના કામની હારમાળા.

૧૬

એક ગરીબ બુઢ્ઢા ઈસ્માયલીએ ઇસ્નાસરી સાથે અર્ધો કપ ચા પીધો તેને સાડાબાર રૂપીઆ લુટયા.

૧૭

એક ગરીબ ઇસ્માયલી ભાઈ ઇસ્નાસરીના મૈયત ભેગો ગયો તેને સવા પાંચ રૂપીઆ લુંટયો.

૧૮

એક ગરીબ ઇસ્માયલી ભાઇના નીકાહ અટકાવીને પચીશ રૂપીઆ લુંટયા.

૧૯

એક ઈસ્માયલી ભાઇના છોકરાના લગ્ન હતા ત્યારે કૌન્સીલે પોણોસો રૂપીઆ લગન અટકાવીને લીધા આટલેથી સંતોષ નહીં આવતાં નીકાહ વખતે બીજા સાડા સાત રૂપીઆ લુંટયા ત્યારે નીકાહની રજા આપી.

૨૦

એક ગરીબ ઇસ્માયલીને ત્યાં નીયાંણીના લગન હતા તેના લગન અટકાવીને પચાશ રૂપીઆ માંગ્યા પરંતુ તે ગરીબ હોવાથી તેણે જયારે બીજાને જામીન આપ્યો ત્યારે નીકાહની રજા આપી.

---

## પુનાની કૌન્સીલના આપખુદીના કામની હારમાળા.

—:૦:—

૨૧

પુનાની કૌન્સીલે એક ડોસી અને તેના બે દિકરાં પાસેથી ધર્મને નામે અને મીજલસને બ્હાને ત્રણ જણા પાસેથી પોણો સો રૂપીઆ લુંટયા. તે પછી તેને મીજલસના હોલમાં ઉતરવા દીધા.

૨૨

પુનામાં એક ઈસ્માયલી ભાઇ ગુજરી ગયો તેની ઘરવાળી માથે આપખુદીનો હુકમ કાઢયો કે તેની મા અને ભાઈ મરનારનું મ્હોં જોશે તો કબ્રસ્તાનમાં દફનાવવા દેશું નહીં. આ આપખુદીના હુકમ સામે મરનારની ઘરવાળીએ કહ્યું કે મરનારના ભાઇ અને મા મ્હોં જોશેજ તેથી તેઓએ મરનારના મૈયતને પોતાની આપખુદીથી પોતાના કબ્રસ્તાનમાં દફનાવવા દીધું નહીં.

૨૩

આપણા હાજર ઇમામે ફરમાન કીધું કે આ મીજ-લસને મુંબઇમાં લઈ જાવ. પરંતુ આપણા હાજર ઈમામની બેફરમાની કરીને ઈસ્માયલી ભાઈઓને લુંટવા સારૂ પુનામાં મીજલસ ચાલુ રાખી અને શોળસો ઈસ્માયલી બાઈઓ અને ભાઈઓને લુંટીને રૂા. ૪૦,૦૦૦ ચાલીસ હજાર બરબાદ કીધા.

— —

## મીસનરીઓના આપખુદીના કામની હારમાળા.

—:૦:—

૨૪

મીસનરી સરીફભાઇએ પંજાબમાં જઇને આપણા હાજર ઈમામના મુરીદ પંજાબી આગાખાનીઓને કહ્યું કે હું તમારા માથે નબી થઇને આવ્યો છું. તેથી મારો હુકમ માનો અને મીસનરી હુસેનીએ આપખુદીથી બોધ કીધો કે તમો બધા મુસલમાન થઇ જાવ. તે મીસનરીઓના આપ ખુદીના વાયેજથી પંજાબી આગાખાનીઓમાં ત્રણ ફાંટા પડી ગયા છે કેટલાક હિંદુ થઇ ગયા કેટલાક મુસલમાન થઇ ગયા અને કેટલાક અસલની રીત પ્રમાણે ચાલે છે. આ તે

મીસનરીઓ પંજાબીઓને ધર્મનો બોધ દેનાર કે હેરાન કરનાર.

## મોટા મીશનરી જમાલ મેઘજીના આપખુદીના કામ.

૨૫

જ્યારે જમાલ મેઘજી કોટડાવાલો આપણી કોમને ગામોગામ ફરીને બોધ દેવા નીકળ્યો ત્યારે ભોળા ઇસ્માયલી ભાઇઓ પાસેથી મીજલસને નામે અને ધર્મને બ્હાને લુંટવા મંડ્યો જેણે લાખો રૂપીઆ પોતાના કાબુમાં ભેળા કીધા તેની દશથી બાર ઠેકાણે મીજલસને નામે અને ધર્મને બ્હાને મેલાવડા કરવા લાગ્યો અને આપણી કોમને ખુબ હેરાન અને પાયમાલ કરવા લાગ્યો અને મીજલસના પૈસાનો ગેર ઉપ્યોગ કરવા લાગ્યો તેની આપણા હાજર ઇમામને ખબર પડવાથી તેના કાબુમાંથી પૈસા લઇ લેવાનું ફરમાન થયું તે પછી રાજકોટના મેળામાં આપણા હાજર ઇમામે ફરમાન કીધું કે જમાલ મેઘજીએ કયાંય વાયેજ કરવા જવું નહીં. તે છતાં પોતાની આપખુદી ચલાવીને વાયેજ કરવા જતો હતો. તેનો બદલો મુંબઇની કૌન્સીલે જુનાગઢમાં આપ્યો.

☞ કેસનો ત્રીજો ભાગ છપાય છે.

# નીચેની બુકો તૈયાર છે.

---

"ડાહ્યા વારસની બદનક્ષીના કેસના બે ભાગ.

**દરેક ભાગનો એક આનો.**

"મુંબઇની કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલના ઇન્સાફ કે કાવત્રાં." બુક નં૰ (૮) અને (૯)

"મુખી મેઘજીભાઇ મુળજીનો છટકો અને કેશવજીનો ફટકો." બુક નં૰ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામ જોવાનો આરીસો." બુક નં૰ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને વરતાવેલો કેર." બુક નં૰ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

"રહેમતુલાના કેસની બુક" ભાગ ૧–૨–૩

દરેક ભાગની કીંમત ત્રણ આના પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે૰ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

# નવા પલેટની અખંડ વારેલી પેટંટ તીજોરી

## રહેમતુલાની નવી શોધની ચોરી પકડવાને
## અખંડ વારેલી પેટંટ તીજોરીઓ.

## આગમાં બળે નહીં, ચોરથી ખુલેનહીં,
## ખોલે તો ચોરી પકડાય.



તીજોરીની ખરી
ખોવાઇ જાય અને બી
મલે તો, તેનાથી તી
ખુલે નહી; ધણીની ગેરહ
રીમાં તીજોરી ખોલવા આ
તો તીજોરી ખુલે નહીં, અને
ધણીને ખબર પડે છે.
ચોરી પકડાય છે.

તીજોરી અખંડ વારે
એકજ ટુકડાની અને આગ
ગેરન્ટી.

વધુ ખુલાસા માટે ભાવનું કેટલોક મંગાવો.

તીજોરી મળવાનું ઠેકાણું.

## રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાલા.

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ